# ભારતીય આર્થિક દશા.

ઇચ્છાલાલ પ. મુનશી.

# A GLANCE AT INDIA.

*Past Present and Future of India.*



Translated and Published

From the

English

BY

ICHHALAL PARMANAND

MUNSHI.

AUTHOR

The Aryo in America-&c.



NADIAD:

"SATYA SAGER" Printing Press.

A. D. 1889.

# ભારત ત્રિકાલિક દશા.

ઇંગ્રેજી ઉપરથી ભાષાન્તર કરી.

પ્રસિદ્ધ કર્ત્તા.

## ઇચ્છાલાલ પરમાનંદ મુનશી.

"આર્યો અમેરિકામાં"ના કર્ત્તા વિગેરે.

---

નડીઆદ

" સત્યસાગર " મુદ્રિતમુદ્રાલય.

સને ૧૮૮૯.

To,

**The Hon'ble Justice**

**JANARDAN SAKHARAM**

**GADGIL**

**Judge High Court**

*BARODA*

THIS TRANSLATION

IS

respectfully Dedicated

with his kind permission

by the translator

**I. P. Munshi.**

નામદાર જસ્ટિસ.

જનારદન સખારામ ગાડગીલ

જજજ વરિષ્ઠ અદાલત વડોદરાનાને

આ ભાષાન્તર પરમસત્કાર પૂર્વક

ઇચ્છાલાલ પરમાનંદ મુનશી

એ અર્પણ કર્યું છે.

# મુખ મુદ્રા.

મારા આર્ય સાક્ષરોને તો વિદિતજ હશે કે કેટલાક જિજ્ઞાસુ અંગ્રેજ સ્ત્રી પુરૂષો અમેરિકાથી આપણી વેદ વિહિત વિદ્યાનું સંશોધન કરવા આર્યાવૃતમાં આવ્યા છે. જેઓ આત્મવિદ્યાનું અતિ પરિશ્રમથી તેની શાખાઓ સુદ્ધાંત ગોતવા પ્રયત્નકરે છે. એમ કરવાનું અગ્ર વાદીપણું વેદ વિહિત ધર્મની તેમની શ્રદ્ધા છે. જે વિદ્યા ભારત વર્ષથી આ જગત્‌ના સઘળા પ્રદેશોમાં પ્રચાર પામી છે તથા સઘળી વિદ્યાઓનું અંકુર છે.

થીઓસોફીકલ સોસાઇટીના સ્થાપક અને અધ્યક્ષ **કર્નલ હેનરી એસ ઓલકોટે** એક સુંદર વ્યાખ્યાન "ભારત ત્રિકાલિક દશા" ઉપર આર્યાવૃતના પાટનગરોના નાગરીકોસમક્ષ ગત થોડા સમય ઉપર આપ્યું હતું, તેનું ભાષાન્તર સુજ્ઞ પાઠકો ને પાઠ કરવા મુકવાનો પ્રસંગ આવ્યાથી મને અતિ પ્રમોદ થાય છે. ને ઉમેદ રાખું છઉં કે આ પોથીનો સત્કાર મારા આર્ય તરૂણો એમાં સમાયલા તત્વના મહત્વનું અધ્યયન કરી, તત્‌સંબંધે કંઇપણ રૂડું કરી, કરવા તત્પર થશે ને પૂર્વવત્‌ થવા યથાર્થ યત્ન કરશે તો હું મારા કરેલા શ્રમમાં કૃતાર્થ થયો માનીશ.

આ લઘુ પુસ્તકનું મનન કરવાથી, વિદિત થશે કે આપણા કેટલાક યુવાન તરૂણો ઇંગ્રેજી શિક્ષા પ્રાપ્ત કરી આપણા પ્રાચિન ધર્મને ન્યુન તથા તુચ્છ સમજે છે. તેઓ જ્યારે આ પોથીનું અવલોકન કરશે ત્યારે તેમની દૃષ્ટિ ગોચર થયા વિના રહેશે

નહિ. કે પરદેશીયો જે તત્વદર્શી તથા આત્મજ્ઞાની છે તેઓપણ વેદ વિહિત આર્યધર્મની પ્રતિષ્ઠાની ધ્વનીનો ઘોષ સર્વત્ર ગજાવી રહ્યા છે. તો સ્વધર્મના ગૌરવના મહત્વની સ્તુતિ એક વિદેશીના મુખે સાંભળી કયું આર્ય હૃદય છિન્ન ભિન્ન ને ગદગદિત્ નહિં થાય? જે આર્ય પુત્રો છે તે તો પોતાના બળવાન, તેજસ્વી, ધર્મવાન, વિદ્વાન, વિવેકશીલ અને તત્વદર્શી ધર્મ પ્રચારક પુરૂષોનું દિવ્ય પ્રશંસનીય વૃત્તાંત પરદેશીના મુખે શ્રવણ કરી આનંદ સાગરમાં ઉછાળા અંતઃકરણના ઉમળકાથી મારતા હવા, એટલુંજ નહિ, પણ તેનાથી વર્તમાન દશાનું વૃત્તાંતમેળવી તેનું અનુકરણ અંતઃકરણ પૂર્વક અભિરૂચિને અભિલાષાથી કરતા હવા.

પરમ કૃપાળુ કેશવ ભગવાન્ સદ્ગતિ આપો ને સઘળા આર્ય તરૂણો સુકાર્ય કરવે સદ્વૃતિથી તત્પર થાઓ એવો ઉજમાળો રૂડો દિ આપણે નિહાળીએ એવું માંગળિક ટાણું આપે એ મારી તેના પ્રત્યે નમ્ર યાચના છે.

ભૃગુક્ષેત્ર વિક્રમ સંવત ૧૯૪૫
જેષ્ટમાસ શુકલપક્ષ તૃતિયા.

ઇચ્છાલાલ પ. મુનશી.



# ભારત ત્રિકાલિક દશા.

## ભૂતકાળ દર્શન.

સૃષ્ટિના નિર્માણ સમયે પ્રથમ ઉત્પન્ન થયેલા મનુષ્યના મન ઉપર, જગતની વિવિધ રચનાઓ જોઈ કેવી વિચિત્ર, અનિર્વર્ણ્ય, અસર થઈ હશે? સતત ભ્રમણ કરનાર તેજોમય **સૂર્ય ચંદ્ર તારા**, અને તેમની ગહન ગતિયો; અગાધ ગામ્ભીર્ય વાળા, નાના પ્રકારનાં જલચરોથી ભરેલા, વિશાલ સમુદ્ર; પત્ર પુષ્પ અને ફલના ભારથી લચી જતાં તથા આકલગતિના પવનથી કંપતાં અનંત વૃક્ષોથી છવાઇ ગયેલા ઉંચા ઉંચા પર્વતો, અને તેમના ખડકોમાંથી ખલખલ વહેતાં વાકાંચૂકાં ઝરણાં; શ્રોત્ર—હારી મધુર શબ્દ સહિત, આકાશમાં નિરાધાર અવસ્થાન કરતાં, નાનાં મ્હોટાં, સુશોભિત પક્ષિયો;—એ આદિના પ્રથમ દર્શનથી તેને કેવું અનુપમ સાનંદાશ્ચર્ય થયું હશે? તેમજ જનસ્થિતિના ને રાજ્ય ક્રાંતિના રૂપાંતરનાં, પ્રૌઢ, ઉજ્વલ, યશસ્વી અને સર્વ પ્રકારના નાનાં સુખદ સામ્રાજ્યોના કીર્તિવંત મહાત્માઓના પ્રતાપવડે ગગનતલમાં **આર્ય** વતનીઓના સ્વસામર્થ્ય અને દીર્ઘ દૃષ્ટિથી **આર્ય ધર્મ ધ્વનિનો જયઘોષ** વિદ્યાની વિભૂતિઓ ને સત્કર્મે કરી સતેજ થયો હશે તેનું યથાર્થ વિવેચન ઐતિહાસિક ગાથાઓને અનુસરી મારા ચંચળવૃત્તિના આર્યો સમક્ષ

આપવા મનોવૃત્તિ અમર્યાદિત થઇ પ્રેરે છે પણ સાધન રહિત હોવાથી અશક્ત છઉં છતાં જે કંઇ મનુષ્ય જાતિના મ્હોટા વર્ગની, અને કાવ્ય, કથા, ગાથા, ઈતિહાસ આદિ સાહિત્યના ગ્રંથોથાને અદ્ભુત, લૌકિકવૃત્તાન્તની સાહ્યથી આ વ્યાખ્યાન ભાષાન્તર રૂપે તૈયાર કરયું છે તે રસિક, ગુણગ્રાહી સજ્જનો ઐક્યતાથી અધ્યયન કરી તત્વ દોહન કરશે તો હું મારા હેતુમાં સાર્થક થયો માનીશ.

આપણે જ્યારે સામ્પ્રતકાળના ઇતિહાસવેત્તાઓએ જે ઐતિહાસિક વૃત્તાંતો આપ્યાં છે તે ઉપર કટાક્ષ ફેંકીએ છીએ ત્યારે તત્ક્ષણજ તે કાળમાં વિવિધ મનુષ્ય જાતિઓનું સ્થાન ભ્રષ્ટ થવું—અર્થાત અન્ય સ્થાનમાં જઇ વાસ કરવો રાજ્યોનો અપૂર્વ ફેરફાર—રાજ્યોની જાહોજલાલી ને પડતી, મહાન પુરૂષોની નીતિ વ્યવહાર ને મર્યાદા, ધર્મ. વિદ્યા, હુન્નર, ફીલસુફી—તત્વજ્ઞાન, ઇત્યાદિ સન્ધુ ધર્મની વૃદ્ધિના વિષયમાં છે. એવું દર્શીત થાયછે. જ્યારે આપણે એમ નિહાળીએછિએ કે એક ગ્રન્થ કર્ત્તાના ગ્રન્થને અન્ય ગ્રન્થ કર્ત્તા સર્વથા અશુદ્ધ ઠરાવેછે, તેમ ત્રીજો બીજાના ગ્રન્થને અશુદ્ધ ઠરાવવા પ્રયત્ન કરે છે તેથી મારા હૃદયમાં આશંકા ઉત્પન્ન થાય છે કે શું વર્ત્તમાનકાળના ગ્રન્થ કર્ત્તા અશુદ્ધ ઇતિહાસિક વૃત્તાંતોને અશુદ્ધ વર્ણનવામાં વિદ્યા માનેછે? મારૂં તેમ ધારવું નથી. પણ નિઃસંશય છે કે સામ્પ્રતકાળના નિષેધક ઈતિહાસ વેત્તાઓ હવેની તરૂણ પ્રજાને મૂર્ખ, અજ્ઞાની, નાલાયક ઠરાવતા જશે. મારા મત પ્રમાણે એવા ગ્રન્થકારોના ગ્રન્થો નિર્જીવ છે એટલુંજ

નહિ પણ તેઓ અજ્ઞાની, દેશ દ્રોહિ—કૃતઘ્ની, ને નિર્દયપણાના વિશેષણને પાત્ર છે. કારણ કે તેઓ એક મતનું ખણ્ડન કરી અન્ય ધર્મનો પક્ષ સ્વચ્છંદપણે સ્પર્ધાથી સ્વપ્નાન્તર જેવો સ્વીકારી બીજા કે ત્રીજા મતનુ ખણ્ડન કરતા રહે છે. આતાઓના ગમે તેવા મત હો પણ પોતાના સંપ્રદાયનો મોહોટો પ્રચાર થવાનો જ્યાં સુધી સંભવ હોય છે, ત્યાં સુધી ને અર્થે સાધવાને અન્યની નિંદા કરાવીને મિથ્યા દોષિત કરી અપવાદ આપવામાં ધર્મ બુદ્ધિથી ઇશ્વર પ્રાપ્તીને અર્થે—મોક્ષ મેળવવાને—એવા પ્રકારનું દાન કરવામાં પુણ્ય સમજેછે. દેશ સ્થિતિપર લખનાર સાક્ષરો પણ ભાઈશ્રીપાંચ—અકકલ શૂન્ય બની ગયા છે, પણ જ્યારે પોતાના પક્ષને હાનિ થવાનો કોઇ પણ પાંતિએ સંભવ ન હોય તો પાપગ્રાહી ન છતાં અન્ય વિષયો ઉપર ન્યાય દૃષ્ટિએ સંગતિ માપવા તત્પર રહે છે. એટલાજ સકારણથી, **મિસર, યુનાન, રોમ, આસ્ત્રિયા, યૂરોપ,** અને **અમેરિકા** દેશોના ઐતિહાસિક વૃત્તાંતો યથાર્થ રૂપમાં જાણવાની સન્ધી યુક્તિયો નિષ્ફૂળિત જ્યાંસુધી અશુદ્ધ લેખકો પોતાની ભૂલ, અતિ મનને સંસોધી કહાડી, સારાસાર જણાવે ત્યાં સુધી છે.

આપણે જેટલો ટુંક વખત અત્રે થોભવાના છિએ તેટલા ટુંક વખતમાં એ ઇતિહાસવેત્તાઓના નામ તથા તેઓના ગ્રન્થોનું વિવેચન તમારી સમક્ષ કરી શકવા અશકત છૈએ, પણ વિવેકના ઘરમાં રહિ એટલુંજ કહેવું રક્ષક ધારૂં છઉં કે તેઓને માટે મારો ઉપર પ્રદર્શિત કર્યા પ્રમાણે અનુમત્ત છે એમ કેવળ નથી

પણ કેટલાક વિદ્વાન તથા તત્ત્વદર્શીઓનો છે. આ ટાંણે એટલું પ્રસંગોપાત કથવું અવશ્યનું છે કે, સહસ્ત્ર વર્ષ પેહેલાં **યૂરોપના** ઈતિહાસ વેત્તાઓ આર્ય મનુષ્ય જાતિનાં વૃત્તાંતના મહત્વની એક એ ગાથાઓથી પણ અણજાણ હતા. જ્યાં સુધી **સરવુલીઅમ જોન્સે** તથા બીજા વિદ્વાન અંગ્રેજો અને **ફ્રેન્ચમેન વરનોફે** સંસ્કૃતની મહાત્મ્ય વાટિકાના કાવ્યના મનહરણ ને સુવાસીત પુષ્પના જેવા આત્મબોધ, અને શીલસુશીના સુખના ફળો, વિદ્યાની સ્વચ્છતા, નીતિમાન રૂઢિઓ, શબ્દ વિદ્યાની રચનાઓ ઇત્યાદિના દર્શન કરાવિ ચકિત ન કર્યા ત્યાં સુધી કોઇએ પણ સ્વપ્ન સૃષ્ટિએ પણ નહિ ધારેલું કે આ ક્ષણિક જગતમાં **રોમ અને યુનાનની** વિદ્યાના કાગળની પેહેલાં કંઈ પણ ઈતિહાસિક વર્તમાન છે. પ્રથમ પશ્ચિમના પ્રદેશમાં **મિસર, ઇરાન, બાબિલોનીયન, ચીન** અને **હિંદ**ના દેશોની શાસ્ત્રીક ચિકિત્સા બુદ્ધિ અને ધર્મ સંબંધી વિદ્યાઓના વિષયમાં બહુધા પછાત પડતા હતા. જેવી રીતે ધુમસ વરસવાથી દિવસનું સ્વભાવિક પ્રકાશિત અજવાળું નાશ પામી માઝમ રાત્રી જેવું દિસેછે ને તેમાં વીખુટા પડેલા પ્રવાસીને વટી જવા દીવાની જ્યોતીના પ્રકાશ છતાં માર્ગ જડતો નથી તેમ આ ઇતિહાસ કર્ત્તા પોતાની સંકુચિતામાં ને પક્ષપાતના ઘોર અંધારામાં સત્યનું શોધન કરવા વામાંટામાં માર્યા કરેછે પણ લાધતું નથી. તમે મહાન વિદ્યાલયો અને પુસ્તકશાળાઓ નિહાળશો તો તમારી દૃષ્ટિગોચર સઘળા એવાજ ગ્રન્થો થશે કે જેના કર્ત્તાઓએ વ્યર્થ એવુંજ સ્વીકારવાને યત્ન કર્યો હશે કે આ સૃષ્ટિને કેવલ

૬૦૦૦ વર્ષ ઉત્પન્ન થયે થયાછે વળી એવા પણ ગ્રન્થકારોના ગ્રન્થો ગળી આવશે કે જેના કર્ત્તાઓએ લજ્જા સ્પષ્ટ થઇ એવું નોંધ્યું છે કે યાહુદી અથવા પ્રાચિન ખ્રિસ્તિઓએ એશિઆની પ્રજાને પોતાનો ધર્મ વિદ્યા ને ભાષાઓનું અધ્યયન કરાવ્યું હતું. એવો પણ વખતે ગળી આવશે કે જેના કર્ત્તાએ એવું પણ સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો હશે કે હીબ્રુ ભાષા સંસ્કૃત લીપિની ગાનોશ્રી થાય—એટલુંજ નહિ પણ અધ્યયનક્રમમાં એવા ગ્રન્થો પણ આવશે કે જેમાં એવું પણ સપ્રમાણ સ્થાપિત કરવા યત્ન કર્યા હશે કે બાઇબલની ગાથાઓના ઇતિહાસનું સરખાપણું આર્યોના શાસ્ત્રો સાથે છે. આવું સમાનપણું થવાનું કારણ દર્શાવતા કથે છે કે, **સેંટ ટોમસ નામનો ઇસુમસિંહનો એક શિષ્ય આર્યાવૃતમાં** આવ્યો હતો જેણે આર્ય પ્રજાને દિક્ષા આપી હતી. થોડાક સમયથી પ્રતિપાદન થઇ ચુક્યું છે કે **આર્યાવૃતથી** પશ્ચિમ વાસીઓએ કળા કૌશલ્ય, તત્વજ્ઞાન, ધર્મ ને વિવિધ વિદ્યાઓ સંપાદન કરી છે જે આર્યોનાજ મહાન પરાક્રમિ મુનિયોએ પોતાના ધર્મિષ્ઠ કુળમાં પરંપરાથી ઉતરતી વારસામાં આપેલી છે.

**પંડિત મોક્સ મુલર** તેમજ અન્ય સંસ્કૃત વિદ્યાના પંડીતો આ વિષય વિશે પશ્ચિમ વાસીઓના કથનને ફેરવવા ખોટું ફેરવવા અતિશ્રમ કરી રહ્યા છે. ને મારી ધારણા છે કે થોડો કાળ ગત થયા પછિ **આર્યોના તત્વજ્ઞાન ને કળા કૌશલ્યતા** વગેરે ઇત્યાદિ વિદ્યાઓવિષયો વિશે જે સત્ય વાર્તા છે તે પ્રકાશિત

થઇ આર્યોના વિધાન પૂર્વજો યથાર્થ પ્રતિષ્ઠા પામતા હતા. તાત્પર્યમાં કે સત્યનોજ વિજય થશે. ત્યારેજ સામ્પ્રત પ્રજાનો નાદ ઉતરશે.

આ કાળથી આ વાર્તા પણ સ્પષ્ટ થશે કે બાઇબલનું મંગળાચરણ થયું તેની પૂર્વે અને યાહુદી પ્રજા જેપુરાતની પ્રજા હોવાનો હક કરે છે તેની પૂર્વે. બાર્બીલોનનો પાયો નંખાયો હતો ને મિસરના મહાન સમાધિસ્થાન મિનારાનો સ્થંભ નંખાયો તેની પણ પૂર્વે, બેરન બનસન અને બ્રાકના જણાવ્યા પ્રમાણે ૫૭૦૦ વર્ષો પૂર્વે જેને ખ્રિસ્તિ પ્રજા સૃષ્ટિનો આરંભ કાળ ગણે છે તેની પૂર્વે કહે છે કે આર્ય જાતિ કળા કૌશલ્યતામાં નિપુણ હતી એટલુંજ નહિ પણ પોતાની ભાષા અને વ્યાકરણોના એવા શ્રેષ્ઠ નુતન નુતન સારોદ્ધાર કર્યા હતા કે જેની સમોવડના સુધારામાં અદ્યાપિ પણ કોઇ તુલના કરી શકતું નથી. મારા આ વચનને જેઓ સપ્રમાણ સ્વિકાર નહિ કરતા હશે તેવાઓને હું પ્રશ્ન કરૂંછઉં કે મિસર સૃષ્ટિના ઈતિહાસના કયા શૈકામાં વસ્યું? મિનાંના રાજ્યની વંશાવળી થવાનો સમય કયો? અને મિસરનુ રાજ્યપદ સ્થાપનાર—ધારણ કરનાર કયા કાળમાં થયો? જે જે ગ્રન્થકારોએ આ વિધાનો ખોળ કરેલો તેઓએ પણ મિનાથી લઈને પાછળ છેવટ ફ્રેરોહ સુધી મેનેથોસના રાજ્યવંશનો સારો સમય બતાવવાને દ્વિવિધા કરેલીછે એટલુંજ નહિ પણ જેઓ આ વિષયમાં આ સમયમાં. અત્યંત નિપુણતા ધરાવે છે તેઓપણ ૫૦૦૦ થી ૬૦૦૦ વર્ષોની પૂર્વેના તેનો વૃતાંત આપી શકતા નથી. આથી આગાડી પશ્ચિમના વિદ્વાનોની બુદ્ધિ પહોંચતી નથી. કારણ આ હિંદ દેશ વિદ્યાવૃદ્ધિમાં અધિક

વૃદ્ધિ પામ્યો હતો તત્ સંબધે કિરિનન્ નામનો ગ્રન્થકાર પોતાના સુપ્રસિધ્ધ લેખોમાં દર્શાવે છે કે, "આ દેશ અનાદી કાળથી વિચિત્ર રિતે વિદ્યાકળામાં પૂર હતો જેના કાળનો વિચાર કરતા બુદ્ધિની પરીસીમાં આવે છે." વળી બ્રગસ નામનો વિદ્વાન કહે છે કે, "એ સૃષ્ટિના સતયુગ, દ્વાપર ને ત્રેતા આદિ યુગોના પહેલાનું વસેલું છે. મિસરમાં પથ્થરનો, ધાતુનો અને લોખંડનો સમય હતો નહિ ત્યારે આપણે સ્પષ્ટપણે સ્વિકારવું જોઈએ કે મિસર આવા કેહેવાતા યુગો ઉપર તિરસ્કાર દૃષ્ટિએ નિહાળે છે."

જ્યારે આમજ છે ત્યારે તો સ્પષ્ટ રિતે સ્વિકારવું જોઈએ કે જે કાળ મિસરની વિદ્યાના પ્રાચિન વૃત્તાંત માટે વર્ત્તમાનકાળના ઈતિહાસવેત્તાઓ અનુમાનથી નિર્માણ કરે છે તે વાસતિવક જોતાં ઠિકાઠિકજ છે અર્થાત્ તે સમયના વૃત્તાંતનુ સંશોધન કરવા કોઈ સામર્થ્યવાન થયા નથી, તેથી શંકા રહિત છે કે **મિસર દેશનો** ઇતિહાસ તથા વિદ્યા સર્વથી પુરાતન છે. પુનઃ મિ. **બ્રગસ**ના નોંધવા પ્રમાણે દૃષ્ટાંત નિય છે કે, ૮૦૦૦ વર્ષ ગત થયા ત્યાં સુધી **મિસરદેશ,** ધર્મ, સંસારિક, રાજનીતિ રીતિ આદિમાં વિવેકથી વ્યવસ્થા કરવા લાગ્યો. જ્યારે એમજ છે ત્યારે કેમ **મિસરથી ભારત વર્ષ પ્રાચિન** છે એમ કહેવામાં આવતું નથી? સંજ્ઞા સમયાનુસાર છે. વાસતિવક કહિએ તો **ભારત** વર્ષ **મિસરથી** અધિક પુરાનુ છે. કારણ કે ૮૦૦૦ વર્ષની પૂર્વનો કંઇપણ ઈતિહાસ આ પવિત્ર **ભારત** ધરાનો પ્રસિધ્ધમાં આવેલો દિસતો નથી. સારાંશ કે પશ્ચિમ દેશના વતનીઓને **ભારત**નું દિવ્ય વૃત્તાં-

ત માલમ ન પડયું પરાપૂર્વથી બ્રાહ્મણો સદૈવ કાળની ગણત્રી રાખતા આવ્યા છે છતાં પણ અદ્યાપિ પર્યંત સુદૃઢ પ્રમાણોથી સિધ્ધ કરી શક્યા નથી કે તેઓના કાળાન્તરની ગણના અતિશયોક્તિવાળી—અસુધ્ધ છે. વર્તમાન સમયની પહેલા પશ્ચિમ વાસીઓને **આર્યાવૃત્ત** સમ્બન્ધી કંઇપણ જાણ નહોતું. અનુમાનથી સિદ્ધ થઇ શકે છે કે આઠ સહસ્ત્ર વર્ષ પછિ **હિન્દની** ભિન્નભિન્ન પ્રજાની જાતિઓના ટોળાએ સ્વદેશ ત્યાગી એ ભૂમીમાં નિવાસ કર્યો જેને હાલમાં **મિસરદેશ** કહે છે. **બ્રગસ** જે **મિસરના** પ્રાચિન વૃત્તાંત લખનારાઓમાં સપ્રમાણ ઇતિહાસવેત્તા છે તે લખે છે કે, "**મિસરની** પ્રજાનું આદિ ઉત્પત્તિ સ્થાન **આર્યાવૃત્ત** **ભારત** ભૂમિ, છે, "ને વધુ કહેછે કે," જે વંશની શાખા છે તેની સાથે ઈન્દો જરમનીક વંશવાળાઓનું અતિ અગાતિમ ગૌરવથી મળતાપણું છે.

**એશિયાના** મહાદ્વીપથી સ્વેઝકનાલ જે પ્રજાનો ધોરી રાજ્યમાર્ગ છે ત્યાંથી પાર ઉતરી **નાઇલનદિના** કિનારે આવી વસી. આ યાત્રા કયા શૈકામાં થઇ તેના ઐતિહાસિક ચિન્હોનો પત્તો લાગવો દુર્લભ છે. તેથી અનુમાન થાયછે કે ત્યાં સુધીનો ઇતિહાસિક વૃત્તાંતજ લખાયલો નથી. **મિસરીયોનાજ** વૃત્તાંતમાં સુપ્રસિદ્ધ ગાથા છે કે તેઓ એક પવિત્ર **સંપત** નામની ધરામાંથી આવ્યા હતા જે હમણાંજ સિદ્ધ થયુંછે કે તે **હિંદના** માહાસાગરના કિનારાની ભુમિ પર કેથાં છે તે. તે ધરાને તેઓ **પંત** કથી પોતાના દેવતાઓનું પ્રાચિન સ્થાન દર્શાવે છે. વળી તેને માટે તેઓમાં એક

ગાથા ચાલેછે કે જ્યારે તેના ભાવિક સેવકોએ **મિસરમાં** જઈ વાસ કર્યો ત્યારે તે દેવતાઓ પણ **એમનહોર** અને **હેથોડ** જે જે **મિસરીઓના** ટોળાના **અગ્રેસરો** હતા તેમની સાથે તે પ્રદેશમાં વાધ્યા. ઈત્યાદિક સ્થાનોને પ્રાચિન મિસરો પવિત્ર ભૂમિ (**પાનટર**) કથતા હતા. પણ હવે તો સિદ્ધ થયુંછે કે તે **સિના** પર્વતની પવિત્ર ભૂમિમાંજછે. દરીઅલ બાહારી સ્થાનમાં રાણીહાસ તેમની સમાધીના અને મંદિરોના નામ પત્રો તથા લેખો પરના ચિન્હોના તાત્પર્યથી વિદિત થયુંછે કે તે પવિત્ર ભૂમિ પંત ભારત વર્ષનીજ ભૂમિ છે. કાળાન્તર સુધી મિસર પ્રજા પોતાના પ્રાચિન દેશ સાથે વેપાર કર્યા કરતી હતી તેઓના લેખ પત્રોમાં બાહુના એવા રાજવંશીઓના, પુષ્પો, ફળો, ગંધો અને અમુલ્ય કિંમતી લાકડાંઓ તથા ખનીજ પદાર્થોના નામો નોંધેલા છે. કે જે કેવળ **આર્યવર્ત્ત** શિવાય અન્ય દેશમાં ઉત્પન્ન થતા નહોતાં ને મળતાં પણ નહોતાં. ઈત્યાદિક કારણોથી પૂર્ણ પણે નિર્વિવાદ સિદ્ધ થાયછે કે મિસરથી અધિક પૂરાતન આર્યાવર્ત્ત છે. તેથી સઘળી વિદ્યા આર્યવર્તમાંથી ગઈ એ વિવાદ રહિત સર્વ માન્ય વાર્ત્તા છે એમ કહીશું તો અતિ શયોક્તિ કહેવાશે નહિ. સિંહલદ્વીપનું નામ આયા જે આપવામાં આવ્યુંછે તેનું સ્મરણ થાયછે જે પ્રાચિન યુગમાં આર્યાવર્તનો એક ભાગ હતો.

હવે આ પણ નિર્વિવાદ છે કે સહસ્ત્ર વર્ષો પેહેલાં **યુરોપમાં** કળા કૌશલ્યતાનું, ગ્રંથો લખવાનું. પુસ્તકાલયો ને વિદ્યાલયો સ્થાપિત કરવાની કલ્પના તેમના હૃદયમાં સ્ફુરતા પામે તેની પૂર્વ આર્યોના વિદ્વાન, બુદ્ધિશાળી, સુજ્ઞ, અને સકળ કળાઓમાં પ્રવિણ સપન્ન વંશજો

એ કર્યા હતા. તે કાળે વર્તમાન કાળના સમયની પેઠે જાતિ બંધનની જકડ ગાંઠથી બંધાયલા નહોતા. પણ પોતે પોતાના **(આર્યના)** આચાર વ્યવહાર ને રૂઢિના ગુણ કર્મોથી સમાજમાં ઉચ્ચપદ પ્રાપ્ત કરી શકતા હતા તેમજ નિંધ, ને નિચકર્મો કર્યાથી ભ્રષ્ટ—પતિત થતાં.

તે સમયે આર્ય જાતિમાં કેવળ જ્ઞાની, તત્વદર્શી ને વિદ્વાન જ એકલા ઉત્પન્ન નહોતા થયા પણ વ્યાકરણ શાસ્ત્રી, ચિકિત્સક વૈદ્ય, સંગીત શાસ્ત્રી, કવિશ્વરો, જ્યોતિષિઓ, રાજ્ય પ્રબંધ કર્ત્તા, શિલ્પશાસ્ત્રી, શુર વીર, વ્યાપારી, હુન્નરીઓ ઈત્યાદિક થઈ ગયા હતા. મહામુનિ વાત્સાયનકૃત ચતુષ્ઠીકળા નિર્ણય ગ્રન્થમાં પચાસ પ્રકારના ઉધ્યમ, અને વ્યવહારનું વર્ણન છે જે પ્રમાણે વૈદિક સમયમાં સઘળી પ્રજા આચરણ કરતી હતી. વૈદિક કાળમાં ઉપજીવિકાનાં સન્ધાં સાધનો હતાં એટલુંજ નહિ પણ ષટરસની લઘુતાઓની તૃષ્ણાનો ભોગ આપવાને પણ સર્વ સામાન્ય ઉપચારો ઉમંગ ભેર થઇ શકે એવા સાધનો પણ હતાં. ખ્રિસ્તિ ધર્મના ગ્રન્થ કર્ત્તાઓએ આ વાર્ત્તા સ્વિકારી છે કે હિંદના વિષયમાં હવે નિષ્પક્ષપાત થવામાં કંઇ પણ સંદેહ રહેનો નથી. કોઇ પણ કાળમાં-વર્ત્તમાન, અથવા પ્રાચિન, **ભારત વર્ષમાં** વસનાર આર્યોએ અતિ તીવ્રતાથી પોતાની જેવી સાત્વિક બુદ્ધિ પ્રગટ કરી છે તેવી કોઇ પણ વિદેશી કરી શક્યો નથી. એના વાસ્તવિક પ્રમાણ માટે અનેક ગ્રન્થકારોના વચનામૃતથી હું એક ગ્રન્થના પુર જેટલો સંગ્રહ કરી શકું છઊં; પણ સ્થળ સંકોચને લીધે તેમ

કરવાની આવશ્યકતા નિરખતો નથી,છતાં દ્રષ્ટાંત તરીકે એક વાક્ય હિન્દના ઇતિહાસનાંસાહિત્યો અને શાસ્ત્રો વગેરેની ઉપર ગ્રન્થ લખનાર સીરામપોરના પાદરી વાર્ડની પોથીનું પ્રમાણ આપું છઊં. તે નોંધેછે કે "સંસ્કૃતમાં વ્યાકરણનો ભંડાર ગણના રહિત છે." તેના કર્ત્તાઓની બુધ્ધિની નિપુણતા માટે પ્રશંસા કરતાં, કહે છે, કે, "બુદ્ધિની પરિસીમા છે." યથાર્થવાત એ છે કે વ્યાકરણ વિદ્યામાં **રોમન**, અને **યુનાની**, વગેરે પ્રાચિન અને વર્તમાન સમયની પ્રજા કરતાં શ્રેષ્ઠ છે. હિંદનો કોશ પ્રશંસનીય છે, "ને વિશેષ કહેતાં કહે છે કે" આર્યોએ પ્રાચિન સમયમાં પોતાની ભાષાનો ભલી ભાતે સારોદ્ધાર કરી ભુષિત કરી છે. આર્ય ઋષિઓએ અસ્ત્ર તથા શસ્ત્ર વિદ્યાની પણ ન્યુતનન્યુતન પ્રકારે વૃદ્ધિ કરી છે. હિદુ રાજાઓ પોતાના સૈન્યને રણ ભૂમિપર લઈ જતા ને યોદ્ધાઓને અસ્ત્ર તથા શસ્ત્ર વિદ્યાનું શિક્ષણ આપતા, તેથી ઉજમાળા ટાણાની ચાતક પેરે રાહ જોતા ઘણા રાજાઓ યુદ્ધ વિદ્યામાં અતિકુશળતા મેળવી ખ્યાતિ પામી ગયા છે." તેથી પણ અધિક લખતાં લખે છે કે, "મારા પુસ્તકનું અધ્યયન કરતાં પાઠકોને વિદિત થશેકે હિંદુઓના તત્વજ્ઞાની ઋષિઓ નિઃસંદેહ ગુઢ આધ્યાત્મિક વિદ્યા જાણતા હતા. તેથી તેમની સઘળા સત્કાર પૂર્વક પ્રશંસા કરતા ફરે છે. તેઓમાંના કેટલાએક ને એક એક સહસ્ત્ર શિષ્યો હતા એટલેથીજ બંધ થતો નથી પણ ગ્રંથની આહુતિ આપતાં આપણા **(આર્ય)** પૂર્વજોના ગુણ કથેછે કે કોઇ પણ વિવેકી ગૃહસ્થ આનાકાની વગર સ્વિકારવા તત્પર થશે કે **આર્યાવ્રત**ના પ્રાચિન આર્યોની વિદ્યા

અત્યંત પ્રશંસનિય છે એમ એઓના વિવિધ વિષયના લખાણા-થી પ્રગટ થાય છે કે તે કાળે તેઓમાં સઘળી વિદ્યાનો અધ્યયન ક્રમ હતો. એ વિષયો એવી શૈલીમાં લખાયલા છે કે જેથી પ્રદિપ્ત થાય છે કે પ્રાચિન કાળના કોઇ પણ મનુષ્ય વગથી ઉતરતા નહોતા પણ શ્રેષ્ઠત્વ પ્રાપ્ત કરી ઉચ્ચપદ ભોગવતા હતા. જેમ જેમ અધિક ધ્યાનથી તેઓના તત્ત્વજ્ઞાન (ફિલસુફી) શાસ્ત્રો, રાજ્ય નીતિનું મનન કરીશું તેમ તેમ નિશંસય સ્વિકારવું પડશે કે તેઓની પ્રજ્ઞા અતિ પ્રૌઢ અને ગાઢિ હતી. ”

ઘણા લોકો વર્તમાનકાળની વિદ્યાનું અધ્યયન કરી અહંકારી થઈ પ્રશ્ન કરેછે કે, “પ્રાચિનકાળના આર્યોના સમયમાં વિજળીક તાર, રેલગાડી ને વરાળયંત્રો વગેરે સમાન કંઈ હતું કે? હું તેમના પ્રશ્નનો ઉત્તર આપતા જણાવું છઉં કે તે કાળની પ્રજા ઘણી વિદ્યામાં પ્રવિણ હતી, તે વરાળના ગુણ જાણતી હતી એ એટલુંજ નહિ પણ મુદ્રિકયંત્રો તે સમયે ચિનમાં પ્રસ્તુત હતા એતો નિઃસંદેહ છે કે આર્યોમાં તાર તથા તેવા અન્ય સાધનો હતા જે દ્વારાએ તેઓ દુર દેશાવરમાં વ્યાપારના સમાચાર પાઠવી શકતા તથા ત્યાંના આવી શકતા. અને અદ્યાપિ પણ તેઓના સંતાનોમાં તેવી રિત પ્રસ્તુત છે, પણ પ્રચળીત નથી. પણ વધુ આશ્ચર્યની વાર્તા તો એ હતી કે સ્થંભો તારો કે બેટરીઓની કંઈ અગત્ય પડતી નહોતી, ને તેઓ આખા પ્રદેશમાં ડાગ પાઠવી શકતા. અહિયાં શંકા થશે કે ત્યારે એવું ચમત્કારી શું હતું, હું તેનું યથાર્થ સ્પષ્ટિ કરણ કરૂછઉં કે જે મૂર્ખ અજ્ઞાની અર્ધ દગ્ધ ઇંગ્રેજી

વિદ્યાનું જ્ઞાન મેળવીને "**લાલીયા પેપર**" બનીને પવિત્ર ને પુનીત વાર્તાઓને ઠઠ્ઠા મશ્કરીમાં ઉડાવે છે, એટલુંજ નહિં પણ પોતાના પૂર્વજોને ભલા ભુંડા કહેવામાં લજ્જિત થતા નથી. તેઓના મુખપર કહીશ કે આપણા પ્રાચિન યોગિયો તેમજ સામ્પ્રત કાળમાં પણ સત્પુરૂષો આત્મજ્ઞાન, રાજયોગ, હઠયોગ વગેરે યોગ સાધનોના અંગો ઉપાંગોના જાણનારા છે, તેઓ દુરથી એક બીજાને સંદેશો પાડવી શકેછે, ને પરસ્પર વાર્તાચિત્ત કરી શકેછે. અત્રે એકત્ર થયેલા ગૃહસ્થોમાંથી ઘણા જન આ વાર્તા પર વિશ્વાસ રાખી સત્ય માનશે નહિં, પણ મને આ વાર્તામાં કોઇ પણ પ્રકારના અસત્યનો અણું માત્ર પણ દિસતો નથી. જેઓએ યોગ વિદ્યાનું સંસોધન કર્યુંછે તેઓ સાધેછે તેઓ તમને યથ વિધિ પુરાવાર કરી દર્શાવશે કે આ વાત સત્ય છે.

જો હું સ્વર્ગવાસી બ્રહ્મચારી બાબાના વચનામૃત ઉપર વિશ્વાસ રાખુ તો કહી શકુ છઉં કે, આર્ય પ્રજા એ વિદ્યા જાણતી હતી જેના યોગે પશ્ચિમના મહાન પંડિતો અંત પરિશ્રમ કરી રહ્યા છે છતાં અદ્યાપિ નિપુણતા મેળવી શકવે સમાર્થ થયા નથી આર્યોમાં ગગન માર્ગે પર્યટન કરવાનું સામર્થ્ય હતું એટલુંજ નહિં પણ એવી રિતે યુદ્ધ પણ કરી શકતા હતા. તો સંભવ છે કે તેઓ વાયુના ચલણ ઈત્યાદિક વિદ્યાઓમાં પ્રવિણ હતા. આ માયિક ચમત્કૃતિનું વર્ણન માહાભારતના માયિક પર્વમાં જણાવતા દર્શાવ્યું છે કે સૂક્ષ્મદર્શકયંત્ર (Micross cope) દુરદર્શકયંત્ર (Telescrope) ઘડી, તથા ઘડીયાળો યાંત્રીકથી માતા પક્ષીઓ

ઇત્યાદિ પ્રસ્તુત હતા. અસ્ત્ર તથા સસ્ત્ર વિદ્યા જાણનાર આર્યો માં એવી પ્રજા નિપુણ હતીકે જે વિશ ભર્યો પવન ઉત્પન્ન કરી, શત્રુઓની શેનાને ઘેરો ઘાલી, પવનમાં ભયંકર શબ્દોના નાદો કરી તેઓનો વિદ્ધંશ કરતી ને વિકાળ સ્વરૂપ કરી શત્રુઓને ભયભીત કરતી હતી ઇત્યાદિ વધાનું નામ સ્મરણ શામ્પ્રત કાળમાં રહ્યુ નથી.

વર્ત્તમાન કાળના કોશ શાસ્ત્ર સંસ્કૃત ને **યૂરોપની** વર્ત્તમાન કાળની ભાષાઓ સાથે સરખાવી નિશ્ચય કરતા જાયછે કે અવશ્ય **યૂરોપને આર્યોથી** સઘળી વિદ્યા પ્રાપ્ત થઇછે. **બાબીલોનીયા મિસર, યુનાન, રોમ,** આદિના તત્વજ્ઞાન ને ધર્મ શાસ્ત્રો ઇત્યાદિના ગ્રન્થ પર અવલોકન કર્યાથી સ્પષ્ટ પ્રદિપ્ત થાયછે કે **આર્યોના** મતો પશ્ચિમ તરફ બે નદીઓના વહેતા પ્રવાહની માફક વહી ગયાં છે. આ પણ અધિક સપ્રમાણ પુરાવાનું સાધન છે પુનઃ **પૈથાગોરાસ, સોક્રેટિસ, હોમર, ઝેનો, હિસીઓડ, સિસરો, પ્લેટો, એરિસ્ટોટલ, સિનેકા, વરો, હોમર વરજીલ,** વગેરે કવિઓ ને ગ્રન્થકારોના મતોને જો **વ્યાસ જૈમિની, નારદ, પાણીની, ગૌતમ, પતંજલિ, કણાદ, કપિલ, મરીચી, નારદ** આદિ શાસ્ત્રકારોના મતો શુદ્ધ જ્ઞાનથી મેળવી તલદોહન કરશો તો તેમાં શુદ્ધ સમતા દૃષ્ટિ ગોચર થતાં અતિ આશ્ચર્ય ને વિલક્ષણ પ્રકારે દૃઢનિશ્ચ થઈ જશે કે **આર્યના** પૂર્વના આચાર્યોના મત ધીમે ધીમે પ્રશ્ચિમ વાસીયોમાં વૃદ્ધિગત થતા ગયા. શું મનુષ્ય જાતિના વિચારો, પેઢીઓ ધર્મ રાજ કર્ત્તાઓ દેશ વ્યવસ્થાપકો શુરવિરો ને શિલ્પકારો યથાઆવ-

સ્યક પૃથકપૃથક કાળમાં ઉત્પન્ન થઇ પૃથક પૃથક દેશમાં સમાન થઇ શકેછે? નહિજ. કાળાન્તરે પણ વિચારની આટલી અધિક સાદૃસ્યતા કેમહોય? **આર્ય** આચાર્યોના વિચાર **યુનાનો** અને **રોમન**તત્ત્વવેત્તાઓના વિચારો સાથે એટલા નિકટ પણે મળતા છે કે આ દર્શનમાં પડેલી પ્રતિમામાં અને મૂળ પ્રતિમામાં જેટલો અંતર અથાર્થ સમાનપણુંજ—હોય છે તેટલો તેમાં છે તેમ આ વાર્તાનો સ્વિકાર કર્યા શિવાય પૂર્વના આચાર્યો તથા ગ્રન્થો ગયાનું સંભાવિત દિશતું નથી એટલુંજ નહિ પણ સહેજ અટકલમાં પણ આવતું નથી. આ ઉપરથી મારા ઉપરના કથનનો સિદ્ધાંત સિદ્ધ થઇ તેને વધુ પુષ્ટિ મળે છે કે પ્રાચિન **મિસર** પ્રજા ભારત વર્ષથીજ જઈ **નાઇલ** નદીના કિનારે વસી તેમજ પ્રાચિન તત્ત્વવાદિઓ પોતાના પુસ્તકો લૈ યાહુદીના મોઝસથી તે પ્લેટો પર્યંત મિસરના પ્રદેશમાં વાસ કરતા હવા. અદ્યાપિ પણ આ વિષનું પૂર્ણ અગાધ રૂપે કથન કરવામાં આવે તો મોહોટા ગ્રન્થોના ગ્રન્થો લખી શકાય. પણ તેમ કરવે ન આચરતાં સંક્ષેપમાં વિવેચી પ્રતિપાદન કરી આપ્યું કે ભારત વર્ષની ભૂતકાળમાં કેવી સ્થતિને જાહોજ લાલી તથા દિશા હતી, તથા તેમાં વસનારા કેવા હતા, હવે આપણે પુનઃ લક્ષ પૂર્વક નિહાળીએ કે આજદિન ભારત વર્ષની કેવી અવસ્થા થઇ રહિછે.

---

## વર્તમાન કાળ નિરૂપણ.

અદ્યાપિ પણ જેઓ **આર્યાવૃત્ત**ની પવિત્ર ભૂમિ ઉપર મમતા રા-

એ છે ને ગત દશા નિહાળી પોતાના હૃદયને દુઃખથી ગળગળીત કરે છે તેમને તો યોગ્યજ છે. કે ગતદશા ઉપર વિચાર કર્યા કરી દુઃખના ઉદ્‌ગારોમાં ન પડતાં હવે તો **गतो न शोचामि** એકહેણી પ્રમાણે અનુસરવું જોઇએ. જ્યારે તેઓના હૃદયમાં પ્રાચિન કાળના મહાન પુરૂષોની કીર્ત્તિ તથા વિદ્યાઓ પ્રકાશ પામશે ને વર્તમાન કાળની હિંદની પ્રજા સાથે આરંભથી તે અંત પર્યંત સરખાવશે ત્યારે પથ્થર જેવા હૃદયનો શુરવીર પણ આવા દાટ મારે નિરાશ તથા શોકાગ્રસ્ત થયા વગર રહેશે નહિ. અરે ભારત! તારા પેલા તત્વજ્ઞાની ઋષીઓ, શુર વીરો અને સુભટો જેઓ વિદ્યા અને બુદ્ધિના અધિષ્ટા-દેવો, કહેવાય છે તેઓ ક્યાં લોપ થઇ ગયા. અરે હાય? તેઓ પ્રતિષ્ઠા, ને સ્વતંત્રતાના વિચારોથી ભારત ભૂમિમાં સ્વરાજ્ય પદ ધારણ કરવાને યોગ્ય હતા. એટલુંજ નહિ પણ દેવતાઓની સ્પર્ધા કરી તેઓની સમાન પદ રાખનાહતા તે ક્યાં ગયા! તિક્ષ્ણ લાક્ષણિક બુદ્ધિવાળા શિલ્પ શાસ્ત્રીઓ જેઓની કારીગરીના નમુના આજ પર્યંત આપણી દૃષ્ટિ ગોચર થયા કરે છે જેની તુલના યોખુંટ પૃથ્વીમાં પણ થઇ શકે એમ નથી તેઓ ક્યાં સમાઇ ગયા? બ્રહ્મજ્ઞાની બ્રાહ્મણો તે ક્યાં છે. જેઓની પાસે સઘળી એશિયાની વિદ્યાના કોશો હતા; અરે હાય! સઘળા વિક્રાળ કાળના ચક્રના ભોગ થઈ પડયા. પ્રાચિન કાળમાં મનુષ્ય જાત જે મસાલાથી બનાવવામાં આવતી હતી તેમાં કોઇ ન્યુનતાજ પ્રકારની ખોટી ધાતુ મિશ્ર કરી નવિન મનુષ્ય જાતિઓની પ્રતિમાઓ ઉત્પન્ન કરી નાના પ્રકારના રમુજી ખાટે

ઘડવા માંડયા છે. પ્રાચિન આર્યો હવે તો માત્ર સ્મરણાર્થેજ રહ્યા છે પણ વર્તમાન સમયના તો મારા નેત્ર સમક્ષ તદ્દરથ–વિદ્યમાન છે ધરાતો તેની તેજ છે પણ તેની ઉત્પાદક શક્તિ પુર્વવત્ નથી.

વર્તમાન કાળના નિવાસીઓ તેઓના તનુજો છે પણ અરે હાય! કેવા ક્ષુધાથી નષ્ટ તથા પતિત થઇ ગયા છે. એક કાળે હિંદ દેવીના સંખ્યા રહિત જંગલો હતા તેથી તેમાં મેઘમંડળ આકર્ષિ જળ વૃષ્ટિ કરતું હતું તેથી પૃથ્વીનું ઉત્પન્ન ઉત્કર્ષ હતું પણ હાય! હવે દેશ ઉષ્ણતાથી કૃશ થઈ જઇ વારંવાર દુષ્કાળથી પીડિત થવા લાગ્યો છે. મનુષ્યોની સંખ્યામાં દિન પ્રતિદિન વૃદ્ધિ થતી જાયછે પણ તેમની પોષણની વસ્તુ–ધાન્ય વૃદ્ધિ પામવાને બદલે કમી થતું આવેછે. અર્થાત્. કે ધાન્ય વગરસઘળી પ્રજા દુ:ખી છે. દેવીઓને પણ ભક્ષ મળતું નથી. સારા તથા માઠા સમયમાં એટલોજ ભેદ છે કે ચાર કરોડ મનુષ્યોમાંના કેટલાક અધિક ને કેટલાક ઓછા ક્ષુધાથી પીડિત છે. સહસ્ત્રોને પેટપુર રોટી પણ મળતી નથી. ક્ષુધાતુર બિચારા ગરીબ દુબળાઓ વ્યાકુળ ચિતથી એક લંગોટી પર દીન નિર્ગમન કરેછે. તેવાઓને પોતાની સ્થિતિ સુધરવાની આશાજ રહિ નથી તેથી દારિદ્રતામાં રહિ દિન ગમન કરવા કરતાં તેઓ પ્રભુને સદોદિત્ પ્રાર્થના કરેછે કે મૃત્યુ આપી શરણાંગતને તારે શરણે લૈ આ કષ્ટમાંથી મુક્ત કર. પ્રાચિન કાળની ઐક્યતાને બદલે, વર્તમાન કાળમાં, ફાટફુટ, કુથલીને ઢોંગ સર્વત્ર ફેલાઇ રહ્યોછે. એક પ્રતિનીધિથી બીજો, એક જાતિથી બીજી જાતિ, એક પંથથીબીજોપંથ, ને ભાઇથી ભાઈ જ્યાં જોશો ત્યાં પરસ્પર

વિરોધ પસરી રહેલો ભાળશો. એક એવો પણ સમય હતો કે જે કાળે **આર્યાવૃતનું** નામ લેતાં સ્વદેશી પુરૂષના હૃદય અંતરના ઉમંગના ઉભળકાથી પ્રફુલીત થઈ મુખમુદ્રા હર્ષિત થઇ જતી હતી પણ સામ્પ્રત કાળમાં તો સ્વાર્થતાના મહાન રાક્ષસોએ એ દિવ્ય ગુણોનું નસંતાન કરી મુક્યું છે. ઉપ જીવિકાની ચિંતાથી ભારત વાસીઓ આ સમયમાં કાયર, દેશ દ્રોહિ, વિશ્વાસઘાતી ને મિથ્યા વાદી થઇ ગયા છે. આ પણ સમયની બલિહારીજ કેહેવાય. કાળની બલિહારીજ વિચિત્ર છે.

હાલમાં એ મહાન જાતિ પોતાના સંતાનોના નષ્ટ કર્મોને લીધે ભ્રષ્ટ થઇ ગઇ અને પોતાના દેશના વૈભવનું હમણાં સ્મરણ કરી પોતાના દીલમાં અતિ પરાકષ્ટા દુ:ખ પામે છે. ભારતના મહાન નગરો જે એક કાળે મનુષ્ય જાતિના ભોગ વિલાસના સ્થાનો, તથા નાના પ્રકારની વિદ્યાઓ અને ધર્મના પવિત્ર પુસ્તકોના ભંડારોથી પુર હતા તે હવે જમીન દોસ્ત-નાશ-થયાછે એટલુંજ નહિં પણ તેના ખંડેરોમાં માંસહારી પશુ પક્ષીઓ વસવાથી તેની નિશાની સુદ્ધાંત રહિ નથી. વખતે હમણા પ્રાચિન વસ્તુઓના શોધકને પૃથ્વી ખોદતાં કંઈ એવાં ચિન્હો હસ્તગત થાય છે કે જેથી પ્રાચિન આર્યોના શાસ્ત્રોના લેખો સત્ય અને પ્રમાણ સિધ્ધ ઠરે છે. પરંતુ તેઓમાંના ઘણું કરીને કેટલાક એવાં હોય છે કે તેઓ પોતાના કોઇ અન્ય સિદ્ધાંત ને સત્ય ઠરાવવાને અર્થે પોતાની તિવ્રબુધ્ધિથી મામિંકઅર્થ ગોઠવી વર્ણન કરેછે જેનાથી આર્યાવૃતનીવિદ્યા કેવળ અલ્પકાલનીજમામિંક હોય એમપુરવાર થાય.

મારો ઉદ્દેશ આ સમયે રાજ પ્રબંધ વિશે કેહેવાનો નથી ને તેમજ આ વ્યાખ્યાનને પૂર્વે રિને કરેતાં અવશ્ય ઠરે છે કે મારે રાજ્યકીય પ્રકરણ સાથે કંઇ પ્રયોજન નથી. હું કેવળ **આર્યાવૃતની** ફીલોસોફી, સાહિત્ય, ધર્મ, તથા વિદ્યાનો અનુયાઈ બની આવ્યો છઉં અને તેના ઉપર કટાક્ષ કરવાનું પ્રયોજન એટલુંજ કે વર્તમાન દશા પેખી મને દુઃખ ઉત્પન્ન થાયછે. હું નિહાળું છઉં કે બ્રાહ્મણો સરકારી અને સોદાગરની નોકરી ઉદર પોષણાર્થે આદરી બેઠા છે એટલુંજ નહિં પણ તેથી અધિક નીચ દાસત્વના સેવક બન્યા છે. વખતે કોઇ કોઇ સ્થળે વિદ્વાન બ્રાહ્મણો મળી આવે છે પરંતુ તેઓ આશ્રિત થઇ વિદ્યા ઉપાર્જન કરે એવા આશ્રયદાત રહ્યા નથી. તેથી તે અને પોતાના વડિલોની રીતિ, વ્યવહાર, ને આચરણનો સહેહિત્ ત્યાગ કરી બેઠા છે. જેથી પોતાના ગોરવ ને વૈભવના મહત્વનો નાશ કરતો તેઓ પોત હતા. અદ્યપિ પણ કોઇ કોઇ બ્રાહ્મણો દેવાલયોમાં રહિને શુક સમાન શ્લોકોનું રટણ કર્યા કરે છે. અને દાન દક્ષિણા જે સાધારણ પંક્તિના લોકો આપે છે તેજ ગ્રહે છે એટલુંજ નહિ પણ યુરોપિ પ્રજા પાસે હસ્થ લમ્બાવી ભીક્ષા માટે યાચેછે. મહિરોમાં પણ પ્રાચિન મુત્ય મંત્રાદિક હવે રહ્યા નથી તેમજ વૈદિક રીતિ ઘણુંજ થોડા નહિં જેવી જાણતા હશે. **પાતાંજલી. શંકર અને કનાદના** વંશજો ઘણાક એવા છે કે જે મનુષ્યોમ, આત્માના હોવાપણાનો પણ સંદેહ લાવે છે જે યોગ વિદ્યાનાથી જ પ્રકાશિત થાય એવી શકિત છે. જેના ઉપર તેમના વિશ્વાસ

નથી. આવા પ્રકારની નાસ્તિકતાથી દેશના તસણોગાં ગત ભેદ પડી અન્તે ભૃષ્ટતાને પામે છે. યૂરોપવાળાઓના શિક્ષણથી આર્યોના કુમળા તરૂણ બાળકો નાસ્તિક થઈ ગયા ને જાય છે. મનુષ્ય જાતિમાં જે આનંદ ને બુદ્ધિના અંકુરો સ્ફુરી શકે છે તેનો અર્થાત વિદ્યાનો નાશ થતો જાય છે. તેઓને આવતા જીવનની અને આ વર્તમાન જીંદગીની અંદર સુખ સંપાદન કરી જીવન મુક્તિ થાય એવી આશા છે નહિ ને એમજ છે ત્યારે અષ્ટ મહા સિદ્ધિ ને નવે નીધિ સહનશિલતા બાર કયા આવે ?

મુંબઈના માજી ગવરનર **સર રીચર્ડ ટેમ્પલે** એક પ્રસંગે કહ્યું હતું કે "અમારી વર્તમાનની કેળવણીએ હિંદુઓના ધર્મની જડ પાંગળી કરી મુકીછે" વળી થોડા દિવસ ઉપર **ઓક્સફર્ડમહા વિદ્યાલયમાં** કહ્યું હતું કે "એનું અગ્રણીય કારણ ત્રણ પંથોનું પ્રચલિત થવુંછે." એક **બ્રહ્મસમાજ**, બીજી **પ્રાર્થના સમાજ** અને ત્રીજી **થીઓસોફીકલ સોસાઇટી.** એની થિઓસોફીકલ સોસાઈટીનો પંથ કથવાગાં દિર્ઘ ભૂલ છે. તેને આર્ય સમાજના નામનું પણ સ્મરણ કર્યું નહોતું. અદ્યાપિ પર્યંત તેઓની કૌંસીલના સભાસદ **રાવ બાહાદુર ગોપાળરાવ હરી દેશમુખે** અને **દયાનંદસરસ્વતી સ્વામિએ** લગભગ ચાળીસ પચાસ સ્થાપન કરીછે જેના પંથવાળા એટલા બધા છે કે ઉપરના ત્રણેની સંખ્યાની ગણના કરતાં પણ વધારે થાય.

સર રિચર્ડ અતિ ગંભીરતાથી ઇંગ્લાંડ નિવાસી પ્રજાને કહે છે કે હવે અધિક પાદરીઓ હિન્દુસ્તાનમાં મોકલવાની આગ-

ત્ય છે કારણ કે તરૂણ આર્યો ખ્રિસ્તિધર્મ અંગીકાર કરવા તત્પર થઇ રહ્યા છે." મારી સમજ પ્રમાણે ટેમ્પલને એમ ધારવામાં દિર્ઘ શોત્રી ખામી છે. હું ધારૂં છઉં કે જે લોકો સુધારા સમાજોની બાહાર છે તેવાઓતો પોતાના પ્રાચિન ધર્મનો ત્યાગ કરી તેને બદલે અન્ય સ્વીકારે. કારણ કે તેઓ પૂર્ણપણે જાણે છે કે સ્વધર્મમાં પતિત થઇ મરવું, પરધર્મમાં ધર્મિષ્ટ થઇ મરવા કરતાં શ્રેષ્ઠ છે. સત્ય કહું તો તેઓ **યુરોપ** અને **અમેરિકાના** તરૂણોની સમાન શિક્ષણ લેતા જાય છે. ને સઘળાઓના મતો બદલાવવાનું એકજ કારણ છે જે એકજ ધડીત યોજનાથી બંધ થશે. કુદરતની વિદ્યાના અપૂર્ણ અભ્યાસના કારણે તેઓને નાસ્તિક બનાવી પોતાના ધર્મથી વિમૂખ કર્યા છે, હવે પુનઃપણ તેજ વિદ્યા દાસધર્મની જકડ ગાંઠ હાલમાં બાંધવી સમયાનુકુળ કહેવાશે ને જ્યારે એ વર્તન થશે ત્યારે પૂર્ણ જીજ્ઞાસુ બની પોતાના ધર્મમાંજ પ્રભુ સ્તવન કરતા થશે. સઘળી વસ્તુઓની મા૫ક વિદ્યાનુ પણ એક ચક્ર છે જેનું અતિ મનન ને અધ્યયન કરવાથીજ સત્ય હરત લાગે છે. પ્રભુની ગતિ નહિ સમજવાથી ધણાઓએ નાસ્તિકતાનું અવલંબન હોરી લીધું છે. આવી રિતે ભ્રાંતિનું યથાર્થ રૂપ ન જાણવાથી જીજ્ઞાસુ પુરૂષ આત્મા ઓળખી શકતો નથી.

હું વિચાર કરૂં છઉં કે આ થિઓસોફી, યોગ વિદ્યા અથવા બ્રહ્મજ્ઞાનનો એક સ્થંભ છે જેના ઉપર મોટી ઇમારત ઉઠાવવાને હું ઇચ્છુ છોં. અન્ય ધર્મવાળાઓ **ભારતના** સંતાનો પાસે જઇ તેઓને ઉપદેશ આપેછે કે અમુક ગ્રન્થ તથા અમુક ગુરૂ વા ઉપ-

દેશકપર વિશ્વાસ કરવો તથા અમુક આચાર વ્યવહાર સાંધવાથી મનુષ્ય જીવનને મુકિત-મોક્ષ મળેછે. પરંતુ હમે તો કોઈના ધર્મમાં હસ્ત ઘાલતાજ નથી તેમ અમારો મત નિરૂપણ પણ કરતા નથી. અમેતો ઇશ્વરી માયાનેજ મુખ્ય શાસ્ત્ર, સમજીએ છિએ પણ તે વિદ્યા માટે અમારો મત એવો છે કે વર્તમાન કાળની સુ વિચારવંત પ્રજા વિદ્યા કરતા અધિક વિસ્તીર્ણ લાભ દાયક અને ગંભીર છે. હમે nature સૃષ્ટિની માયાના દૃશ્ય અદૃશ્ય આવાગમન પરોક્ષ અને અપરોક્ષ, પ્રગટ, અને ગુપ્ત પદાર્થ ઉપર વિચાર કરીએ છિએ. તાત્પર્ય કે આર્ય વિચારથી વર્તમાન કાળના વિદ્વાનોથી ભિન્ન છે. અમે ખાત્રીથી કહીએ છિએ કે પ્રાચિન **આર્યો** સઘળી વિદ્યામાં પ્રવિણ હતા. વર્તમાન કાળના આર્યોની આંખ હજુ સુધી ઉઘડી નથી તેથી તેઓ અધોપે પશુવત્ થયાછે. તેઓને પાલણ પાલણ કરનારી માતા—વિદ્યા વર્તમાન સમયની કાંણી છે. કહેવત છે કે "આંધળામાં કાંણો રાજીઓ" એવિજ આર્ય તનુજોની વાર્તા દૃષ્ટિએ નિહાળીએ છિએ. અમારા પશ્ચિમના શિક્ષકોએ બીજાઓના ધર્મને નષ્ટ કરવાનું શિક્ષણ ઉત્તમ લીધુંછે પણ તેમનામાં એટલી બુદ્ધિ નથી કે મનુષ્ય જાત વાસ્તવ શું છે તે તે દર્શાવી શકે. તેઓ તરૂણ આર્યોને સ્વધર્મથી બહિર મૂખ રાખી શકેછે ખરા પણ તે સિવાય અન્ય કંઇ ઉપકાર કરી શકતા નથી. તેઓ આપણા શરીરના બનાવના ભેદો તથા યંત્રો બતાવી શકેછે ખરા પણ અંતર જગતનો વિશેષ ભેદ દેખાડી શકતા નથી. આત્મ વિદ્યા તેઓના

જ્ઞાન પ્રમાણે તેમને કવિની કલ્પના સમાન છે. જ્યારે આવી દશા છે ત્યારે નવી શિક્ષા **ભારતવાસીઓને** લાભદાયક છે શું? શું તેનાથી તેનું શ્રેય થવાનું છે? તરૂણ પુરૂષોનું તત્ત્વ પેખો ને ઉતર ઘો. **સર રિચર્ડે** સત્ય કહ્યું હતું કે તેઓની આસ્થાપ્રાચિન ધર્મ ઉપરથી ઉઠી ગઈછે, પણ તેનો કંઇ ઉપાય ન બતાવતા ખ્રિસ્તિ ધર્મ બનાવ્યો. શું એ કાંઇ ઇલાજ કહેવાય? ખ્રિસ્તિ ધર્મનો પાયો લીબરલ લેખકોએ હલાવી નથી નાંખ્યો શું? ફકત હેતુ પોતાના ધર્મ વાળાઓની આત્મ પ્રશંસા કરવાનો છે. વળી કહેછે કે હિંદુ ધર્મ તેઓના સ્વભાવથી પણ વિરૂદ્ધ છે, ઈત્યાદિ કારણોથી બહારનો ધર્મ લાભ નહિ પણ હાનિ કરતા છે. આવ પ્રકારની નાસ્તિકતા વેદ વિહિત ધર્મનો પુનઃપ્રચાર કરવાથી ટળશે. ને તેમ કરવામાં એનો જીર્ણોદ્ધાર કરવો અતિ અગત્યનો છે એમ કહેવાનો મારો હેતુ એવો નથી કે વગર સમજે વેદ પાઠ તથા પોથીની પુજા થયા કરે. એમ થયેથી તો તેના દિવ્ય સિદ્ધાંતનો અનુરોધ થાય, યથા વિધિ અધ્યયન થઇ વાદ વિવાદ થઇ દ્દષ્ટાંતનિય પ્રમાણો અપાતા જાય કે વેદ સર્વ ધર્મોનું મુળ છે તેથી સઘળી વિદ્યાનું આદિ અનાદિ એ કારણ રૂપ છે. સામ્પ્રત કાળમાં એવો કોણ છે કે જે વેદનું મહત્વ, પ્રતાપ, અને ગુહ્ય ભેદો પ્રગટ કરે? આ કર્તવ્ય એવા માહાત્માઓનું છે કે જે વર્તમાનકાળની વિદ્યાઓમાં તથા સંસ્કૃત ગિરામાં પ્રવિણ ને વેદના ગુહ્ય અર્થોનો જાણનહાર હોય. વેદના અર્થો ગુઢ છે તેથી તે સાધારણ પાઠકોના સમજવામાં આવતા નથી એમ વૈદિક જ્ઞાન

માહાત્માઓ કથે છે. એના ગુઢ અર્થને નહિં સમજી કેવળ શબ્દોનો વિચાર કરનાર ઘણા બુદ્ધિમાન પુરૂષો ગોથાં ખાઈ ગયા છે. કમ્પેરેટીવ ફીલોલોજી અર્થાત્ શાદૃસ્ય શબ્દ વિદ્યા જેનો પ્રાચિન ભાષા સાથે નિકટનો પરસ્પર સમ્બન્ધ છે તે વૈદિક ખરો માયનો કરવાને સમર્થ નથી. અમારી સભાના અતિ ઉત્સુક સભાસદ રા. શંકર પાંડુરંગ પંડિત જે મુંબઇ નગરીમાં વેદનો ધ્વની મચાવી તેનો પ્રથક પ્રથક અર્થ કરી રહ્યા છે. તેમજ અન્ય મહાત્માજનો એવી ધુની મચાવી રહ્યા છે કે વેદજ સઘળી વિદ્યાઓનું ઉત્પત્તિસ્થાન છે. તેથીજ વર્તમાનના ભારત વર્ષિઓ ને તે વેદનું તાત્પર્ય જાણવાની હવે અત્યંત આવશ્યકતા છે. એમ થયાથી હાલના સમયની પ્રજાની પૂર્ણ ખાત્રી થાય કે પ્રાચિન સમયમાં ગુઢ વિદ્યાઓ એવી સુક્ષ્મ ને સરળ રીતિથી સમજાઇ ગઇ હતી કે અદ્યપિસુદ્ધિ વેદ જેવું શાસ્ત્ર નથી. જેથી હાલની વિદ્યાનું પારાયણ પણ કરવાની અગત્ય રહી નથી. આર્યા વૃતના વેદ તથા બીજા અન્ય ગ્રન્થોના મૂળ એવા સુદૃઢ છે કે જેને પર્વતની ગાંભીરતાની ઉપમા આપીએ તોપણ અતિશયોક્તિ કરી એમ ન કહેવાય. એ વિદ્યાઓ પશ્ચિમી પરધર્મી તથા અન્યદેશોના મત સાથે મળી જઈ નષ્ટ થઈગઇ છે. જે કેવળ આર્યાવૃતના દેશકાળનેજ યોગ્ય હતી—ને છે. ને થશે. હું ધારતો નથી કે વર્તમાન કાળમાં પહેલાના કાળની રીતિ, વ્યવહાર તથા આચરણ સ્ફુરતા પામે; પણ સ્વદેશ વૃદ્ધિ—આર્યોત્કર્ષ આપણી પરંપરાથી ચાલતી આવતી રીતિ અનુસાર થવી ઘટીત છે

જે સત્પુરૂષો અંતરની લાગણીથી **ભારત વર્ષનું** શ્રેય વાંચ્છે છે ને ઉત્કર્ષ કરવા વાંચ્છના રાખે છે તેમને તો રૂઢિ અનુસાર આચારોનું વિધિવત્ અનુકરણ કર્યા કરવું. જેઓ કટ્ટા શત્રુ છે તેવો વાંચ્છે છે કે ભારત નિવાસીઓમાં વિદેસીઓના મતો વ્યવહારાદિકમાં પ્રચલિત થાય. તરૂણ આર્યો બન્ને જાતિના છે તે નિરખી મને અતિ દુઃખ પ્રાપ્ત થાય છે! કે ભારત વાસીઓમાં એવા શહસ્ત્રો છે કે જેઓ યરોપવાળાઓનું અનુકરણ રૂઢિ તથા વ્યવહારમાં કરે છે એટલુંજ નહિ પણ પોતે સ્વમા યુરોપવાળાઓના ગુણનું ગાન કરી શોભા આપી તેઓના અવગુણના ગ્રાહ્ય થઈ અનર્થકારક મદ્ય પ્રાશાન કરે છે. હું જ્યાં ત્યાં જોઉં છોં કે પ્રજા યુરોપીયનોને બક્ષીસ કે બીજી તૃષ્ણા માટે ઘુટણીયે પડી યાચના કરે છે પણ તે મૂર્ખા સમજતા નથી કે તેઓ અંગ્રેજ જેવાજ સ્વતંત્ર, વિર પ્રતિષ્ઠ છે છતાં તેઓની સ્વતંત્રતાને હરનાર, રોગનાર ને નમન કરવાનો નિચ કર્તવ્ય સમજતા નથી. પણ નિજની પ્રતિષ્ઠા માને છે! તેઓ પોતાની પદ્વીને પ્રતિષ્ઠાનો લેશ માત્રપણ વિચાર કરતા નથી કે અંગ્રેજ પ્રજા એવી નિરબુદ્ધિમાન ને મુઢ નથી કે મિથ્યા પ્રશંસા, અને આદર સત્કારથી લોભાઇ પોતાના પ્રતિષ્ઠા ઘાતક ઉપરનો ધિઃક્કાર-દોષ, છુપાવે. શુરવિર અંગ્રેજ યોધ્ધો શત્રુની પ્રશંસા કરેછે અને હાજીહા ભણનારાને ધિઃક્કારે છે. અરે હાય! ભારત વર્ષમાં વસનારા પોતાની પ્રતિષ્ઠાનો યથાસ્થિત, વિચાર કરશે ને અસત્ય વિવાદનો ત્યાગ કરશે ત્યારેજ ઉન્નતિ પ્રાપ્ત થશે. એક વખત એવો પણ હતો કે **આર્યો** વચન

આપતા તો તે પવિત્રતાથી નિભાવતા. પછિ ભલે વખતે તે પોતાના બાંધવ કે પરદેશી કાં ન હોય પણ તે યાવત્ચંદ્ર દિવાકર સુધી નિભાવતા. મને કેટલાક એ (વૃદ્ધ) ઈંગ્રેજે કહેતા હતા કે ત્રીસ વર્ષ ઉપર **ભારત વાસીયો** એવા સાચા ને સત્ય વચની હતા કે તમે કોઇ ગૃહસ્થને ત્યાં લાખ રૂપિયા ગણ્યા વગર, પહોંચ લીધા વગર મુકી આવો તો પણ એક પૈનો ફેરફાર કાળાન્તરે તેમાં પડશે નહિં હાલ પણ તેવું ચાલેછે કે શું? મને મારા કેટલાક દેશી ન્યાયાધિશ મિત્રોએ અશ્રુપાત કરી કહ્યું છે કે મિથ્યા ભાષણ અને જુઠી પ્રતિજ્ઞા લેવાનો પ્રચાર આ કાળમાં તો એટલો બધો વધી ગયો છે કે, જ્યાં સુધી દ્દઢ પ્રમાણ નહિં હોય ત્યાં સુધી ન્યાયાધિશ સાક્ષીઓના એક વચન સુદ્ધાંનો પણ સ્વીકાર કરતો નથી. ન્યાયનું વ્યવસ્થા—ધોરણ તો સુધરતું ગયું પણ પ્રજા મિથ્યાવાદી થઇ ગઇ. શું તમો ધારો છોકે આવી રીતે દેશોન્નતિ થાય. **આર્યાવૃતની** લાગણીવાળા કેટલાક મિત્રોએ મને દેશની સઘળી દશા કહેતાં નિરાશ થઇ કહ્યુંછે કે આવું ને આવું વધુ વખત રહ્યું તો કહેતાં દેશનું નિસંતાન થઇ જશે. કેટલાતો મને એટલે સુધી કહેછે કે હિન્દુસ્તાનના ઉત્તર પ્રદેશમાં દેશ હિતેચ્છિ વિર નહિ મળે. પણ મારી સંમતી તેવી નથી. તમારામાંથી કેટલાક ને સ્મૃતિમાં હશે કે જ્યારે જ્યારે મેં **ભારતવાસીયો** સમક્ષ વ્યાખ્યાન આપ્યું ત્યારે ત્યારે મેં ઉન્નતિનો સમો આવવાની વાર્તા વિદિત કરી છે હું પરસ્પરોમાં ઠગવા માગંતો નથી. મારે પણ મારો જીવનમાળો આપવિત્ર ભૂમિની પ્રજા સાથે મા-

જાવાનો છે. હું મારો મત એક બે કારણોથી સ્થાપતો નથી પણ સઘળા નાના મોટાની સ્થીતિ જોઇ કહું છઉં કે દેશની વર્તમાન દશા પ્રાચિન કાળથી સર્વથા વિરૂદ્ધ છે.

પ્રાચિન સમયમાં દેશના સઘળા વ્યવહારો મર્યાદામાં હતા તેજ પ્રાચિન હિંદ વર્ત્તમાનની અઢારમી સદીનું **આર્યાવૃતજ** ફરી કર્મ કરનારાને ભૂમિ પ્રસન્ન હતી પણ હાલનું કલંકિત નવું **હિંદ—માનચેસ્ટર, બરમીંગહામ** અને **શેફીલ્ડનું** આશ્રિત થઇ રહ્યું છે. શિકારીઓ અને પાદરીઓ માટે શિકાર ગાહનું ઉત્તમ જંગલ થઇ રહ્યું છે કે મનમાનનો શિકાર ખેલે. પ્રજા પણ ઇંગ્રેજોનું અનુકરણ કરવા મથે છે. વસ્તીદિન પ્રતિદિન વધતી જાય છે. આવી દિન હિન દશા દેખી કોઇપણ ભવિષ્યવેત્તાની શક્તિ નથી કે આગળ આવવાની ભવિષ્યની સ્થિતિનું કથન કરે. ડાક્ટર હંટરના કહેવા પ્રમાણે **ફ્રાન્સની** ફલદ્રુપ ધરતીમાં દર ચોરસ માઇલની જમીનમાં ૧૮૦ મનુષ્યો વસે તો તે ધનવાન કહેવાય છે. **આયરલંડમાં** ૧૬૯ વસે છે તે ઉપરાંત **અમેરિકામાં** સહસ્ત્રો સ્વદેશ ત્યાગી જઇ વસ્યા ત્યારે ઠરી ઠામ પડયા. **ઇંગ્લાંડમાં** દર ચોરસ માઇલે ૨૦૦ વસે છે તેઓ કારખાનામાં ઉદરનિમીત્તે પરિશ્રમ કરે બહારથી અન્ન લાવી ઉદર પોષણ કરે છે. પણ બિચારા **ભારત વાસીયો** ત્યારે ૨૪૩ વસે છે તેની કેવી દશા હશે? ઉત્તરખંડ એવી જગ્યાઓ છે કે જ્યાં દર ચોરસ માઇલે ૬૮૦ માણસો વસે છે. આ પ્રમાણે ગણત્રીથી એક એકર ધરતી એક મનુષ્યના ભાગમાં આવે છે. કેમીન

(દુકાળ) કમીશનરો લખે છે કે બંગાળામાં બે કરોડ ચાલીસ લાખ મનુષ્ય કેવળ એક કરોડ પચાસ લાખ એકર જમીનની પેદાશ ઉપર પોતાનું ઉદર પોષણ કરે છે. અર્થાત્ કે એક પ્રાણી અર્ધા એકરની ઉત્પત્તિ જીવન ગાળી કહાડે છે. ડા. હંટર લખે છે કે **ભારત વર્ષની** પૃથ્વી અધિક સમયસુધી આટલાં અસંખ્ય પ્રાણીઓના પેટ ભરી શકે એમ નથી. તેનું ફલ શું: કંઈજ નહિ પણ કરોડોનું ભુખમરાથી અકાળ નિપજતું મૃત્યું છે? આવી રિતે ગતકાળનું અધ્યયન કરી હવે જે થવાનું તેનું કથન કરીશું.

## ભવિષ્ય કાળ કથન—

કોનામાં સામર્થ્ય છે કે ભવિષ્યમાં નિપજનાર વાર્તાનું કથન કરે. જે દૃષ્ટિ ગોચર થયું નથી તે કહે. પ્રાચિનકાળના યોગીઓમાં ભવિષ્ય ભાખવાની શકિત યોગ વિદ્યાના બળે કરી હતી તેથી ભૂત, ભવિષ્ય ને વર્તમાન કાળ સમાન માલમ પડતા હતા. પણ એવા મહાન પુરૂષો સંસારમાં નહિં જોવા છે ને છે તે મનુષ્ય વસ્તિથી અળગા ગિરિ કંદરામાં ગુપ્ત રહે છે. તેથી વાસ્તીક છે કે વર્તમાન દશાનુસાર ભવિષ્ય ભાખવું.

જેવી રિતે કમ્પેરેટીવ ફીલોલોજી અર્થાત શબ્દ વિદ્યા જેમ ભાષાઓ એક બીજાથી મેળવી એનો અર્થ, વ્યુતપત્તિ કહડાયછે તેવિ રિતે ઐતિહાસિક વૃતાંતો એક બીજાથી મેળવી ભવિષ્ય કથન થઈ શકે છે. એવા મિશ્રથી હિંદનુ ભવિષ્ય તો કથી શકાય એનો કેશવ ભગવાનનો નિયમ છે. આતો સર્વથા સિદ્ધ થ-

એલી મહાન મુનિવાણી છે કે જે વસ્તુ પરમ સુખદાઇ છે તે સુખ દુઃખ આદિ પરિતાપને પામે છે; જે ચઢે છે તે પડે છે જે રાવ છે તે રંક થાય છે. સૂર્યનો પણ અસ્તને ઉદય નિયમિત છે; ધરા થઈ નથી ને થવાની નથી. તેમજ રાજ્ય સર્વોત્તમતાને પામી ક્ષિણતાને પામે છે અર્થાત ચઢના પડતી એ આ સૃષ્ટિનો ધુરંધર ચળિત નિયમજ છે. એના ચક્રમાં સર્વે આવી જાય છે. તદનુસાર **આર્યાવૃત્તનું** એક વખત થઈ ગયું છે માટે હવે તો નિઃશંસય છે કે ઉત્કૃષ્ટ સ્થિતિને પ્રાપ્ત થશે. એવી રિતે જન સ્થિતિમાં પણ ફેરફાર થાય છે. દૈવી નિયમાનુંસાર, ધનહિન ધનવાન બળવાનના નિર્બળ ને દારિદ્રતાના ભોગ સર્વે થઇ પડે છે. એવું પણ વખતે જોવામાં આવે છે કે જેમ રાખવામાં અગ્નિ પ્રકાશે છે તેમ મનુષ્ય જાત અતિ દુર્બળતાને પામી ઉન્નતિને પામેછે જ્યારે એમજ છે ત્યારે આપણે હિંદને કેવી દશાનું ગણવું. તે વિશે અન્ય જનોના કેવા મતો છે તે હું જાણતો નથી પણ મારો વિદિત કરૂં છો.

મને પૂર્ણ વિશ્વાસ છે કે અદ્યાપિ પણ જો ભારત વર્ષ અંતરથી નિર્બળ અને નિર્જીવ હોત તો ક્યારનુંએ જમીન દોસ્ત થઇ ગયું હોત. તેનામા સ્વભાવિક બળ ન હોતતો આજ પર્યંત નાશ પામ્યું હોત. ઘણી આપત્તિઓ વેઠીછે. તેથી પૂનઃપોતાની પૂર્વવત્ સ્થિતિએ વિરામ પામશે. હિંદ દેવીના પૂત્રોને હવે શુ શિક્ષિત થવાનું મંગળમય ટાણું મળ્યું છે. સેંકડો ભારત વતનીઓ સઉ શ્રેષ્ઠત્વ પામેલા રાજ પ્રબંધનું શિક્ષણલેછે અમારો અ-

મેરિકા દેશ પણ તે શિક્ષકો સાથે સામેલ છે. પશ્ચિમવાળાની કેળવણીથી કેટલાક **આર્યાવ્રત**ના એવા વતનિયો તૈયાર થયા છે કે જે પ્રજાના અગ્રેસરો કહેવાય છે. તેઓ તેઓને ઉચ્ચ પદ વીએ ચઢાવશે એ શંકા રહિત નિર્વિવાદ વાતછે. જેવા પ્રાચિન **આર્યો** અતિ બુદ્ધિમાન તથા તત્વજ્ઞાની હતા તેવાજ તેમના સંતાનો નિપુણ રાજ કર્ત્તા થશે. તેમને બે મોટાં કાર્યો હરત ગ્રહ્યાછે. તેઓએ રૂડો અવસર જોઇ વિદ્યાનું અધ્યયન કર્યું તેથી-જ તેમને રાજ્ય પ્રબંધમાં માથુ મારવાને હરકતો પડતી નથી. અહિયાંથી જે કાળ સરૂ થાયછે તેને હિંદની નવી વિદ્યાનો પ્રારંભ કહિશું જેમાં બે પ્રકારની ઉન્નતિ દૃષ્ટિ ગોચર થતી જણાયછે ઉપયોગી તથા લાભકારક વિદ્યાઓદ્વારાએ દેશનો કુસંપ ટળશે ત્યારેજ વર્તમાન કાળની જડકડ ગાંઠોના ભિન્ન ભિન્ન બંધો ટળી અમન ચમન થશે. એવી આ દેશના શુભ ચિંતકોની પ્રભુ સમીપ પ્રાર્થના છે. તેથી મને વિશ્વાસ છે કે સઘળી **આર્ય** પ્રજા જે પરસ્પરમાં ભિન્ન ભાવ રાખેછે તેથી વિરક્ત થઈ ઐકયતાને પામશે. આતો નિશંશય છે કે ઘણા બુદ્ધિશાળી મનુષ્યો આ વાર્ત્તા અચ્છિ રિતે જાણેછે કે બંગાળાથી તે કચ્છસુધીઅને બંગાળાથી તે ત્રાવનકોર સુધી એક માતાનાજ તનુજોછે. જ્યારે ભારતના ૨૪ કરોડનિવાસીઓમાં દૃઢ ઐકયતા થઇ જાય ત્યારેજ દેશનો પુનર્જન્મ થાય ને ત્યારેજ વર્તમાન કાળની સઘળી વિદ્યાઓ, શિલ્પકળા, કારીગરી, દેશમાં પ્રચલીત થાય. ને પાઠશાળાઓ વિદ્યાભિલાષિવિદ્યાર્થીઓથી ભરાઇ જાય ત્યારેજ **આર્યો**ની પ્રાચિન વિદ્યા ઉપર

જે કાળાન્તરની ધૂળ પડી છે તે ટલી ને પ્રચળીત થાય. ત્યારેજ આર્ય શુ શિક્ષિત તરૂણો જે નાસ્તિક, પતિત, ને ભ્રષ્ટતામાં ઝકોળા ખાઇ ધર્મ સંબંધી વિષયોને સંદેહ દૃષ્ટિથી પેખી દેશ, રૂઢિ ને જાતિ વિરૂદ્ધ પોતાની યોગતા ભુલી જઇ આચરણ કરેછે તે સઘળા વેદની પ્રતિષ્ઠા એક અવાજથી કરવા લાગે ત્યારેજ વેદધૂનીનો ઘોષ સર્વત્ર ગાજી રહે. ત્યારેજ સંસ્કૃતના અધ્યાપકો પ્રાચિનકાળની સમાન યથાષ્ટિત સત્કાર કરને પાત્ર થઈ જીવિકાની ચિંતાથી નિઃશ્ચિંત થશે. દૂર જીલ્લાઓના રહેનાર એક બીજાને મળશે ત્યારેજ દેશીની કૃષી કર્મની ઉન્નતિ થશે ને દેશમાં ધાતુ તથા ધાન્યની ભલી ભાતે ઉત્પત્તિ થઇ વૃદ્ધિ થશે. ત્યારે પ્રત્યેક જીલ્લાઓમાં વસ્તિ વધશે ને મિથ્યા ભ્રમની બેડી તુટશે ત્યારેજ આંખ પડળ દિવ્ય થશે ને ત્યારેજ ભારતનો પૂનર્જન્મ સાક્ષાત્ સતયુગ પ્રમાણ પ્રત્યક્ષ થશે. જેનું હાલમાં તો માત્ર નામ સ્મરણજ છે. ત્યારેજ આર્યાવ્રતમાં એવા ગુણી મહાત્માઓ જન્મ ધારણ કરશે જેઓની સર્વ પતિષ્ઠા કરશે. હે પરમાત્મા! તું એવો ઉજમાળો રૂડો દિ ક્યારે લાવશે? અથાત પૂર્વવત્ ક્યારે થશે તે તું એકલોજ જાણનહાર છે. ભવિષ્ય કોણ કથી શકે છે? પણ આ પ્રમાણ સોળસો કે તે ઉપરાંત વર્ષમાં થશે થશે ને થશેજ એથી વધુ સમય રાહ જોવાની નથી. સંસાર ક્રમનું જુદ્ધ ધીમે ધીમે ગતિ કરે છે તેથી પ્રાલબ્ધના યોગે પળ, મીનીટ, કલાક, પોહોર વર્ષ, સંવતો, ને પેઢી, યુગો, ઇત્યાદિના ચિન્હો છે. હમારે તો વર્તમાન સમયથીજ કામ છે. હાલના કર્મોનું ફળ આગળપર નિક-

ળશે-કારણ આપણું સામર્થ્ય છે અને ફળના આપણેઅધિષ્ટા છિએ. હે ગ્રહસ્થો, જેઓએ મારા વચનનું શ્રવણ કર્યું છે તેઓએ સ્મરણમાં ખુબ રાખવું કે જેવા કર્મો હશે તેવું ફળ પ્રાપ્ત થશે. કરણી તેવીજ પાર ઉતરણી. વાવશો તેવુંજ લણશો. એ નિઃસંસય છે. કર્મોનો ભોગ અવસ્ય કરવો પડશે, તમે જે કંઈ સારા માઠાં, કર્મ કરશો અગર કરવાની ઇચ્છા રાખશો તે સઘળુ તમારે ખાતે પ્રભુને ત્યા નોંધાશે.

આર્યાવ્રતની દરેક માતાનો ધર્મ છે કે બાળક જ્યારથી સમજણું થવા લાગે ત્યારથી પ્રાચિન કાળના વૃત્તાંતોનું કથન હાલરડાં રૂપે ગાવું તેમજ દરેક પુત્રોનો ધર્મ છે કે પોતાના પૂર્વજોના પ્રશંસનીય કર્તવ્યોનું સદોદિત રટણ કરવું. સઘળા આર્ય પુત્રોને ઘટીત છે કે જ્યાં સુધી બને ત્યાં સુધી કલાવત વેઠીને પણ આર્યકૂળને લજીત કર્મ ન કરે.

